

# श्री मूर्तिपूजा मण्डन.




श्रीमान् श्यामस्वरूप बालयोगीन

महाराजे आपेलो निर्णय.





સન ૧૯૧૬. ]    પ્રત ૫,૦૦૦.    [ સંવત ૧૯૭૨.



મૂલ્ય—એક આનો.

પ્રકાશક—શા. મોહનલાલ જગજીવનદાસ,

ઠેકાણું—માણેકચંદ પાનાચંદની ચાલી, નવી વાડી,

દાદીશેઠ અગિયારી લેન, બહારકોટ-મુંબઈ.

છાપનાર—મગનલાલ જગજીવનદાસ,

ઠે.-શ્રી 'સરસ્વતી' પ્રેસ, નાગદેવી સ્ટ્રીટ, ૩૩૨-૩૩૪, મુંબઈ.




# પ્રસ્તાવના.

જુન સને ૧૯૧૬ના પહેલા અઠવાડીઆમાં **જંબુસરમાં** એક **પ્રતિષ્ઠિત આર્યસમાજી** તરફથી **મૂર્તિપૂજાની** વિરૂદ્ધ જૂદા જૂદા આક્ષેપો કરવામાં આવ્યા હતા. જંબુસરમાં સ્માર્ત્ત તથા વૈષ્ણવોની વસ્તી અધિક હોવાથી અને પુનઃ પુનઃ આવા પ્રકારના આક્ષેપો ઉપસ્થિત થતા હોવાથી લોક શ્રદ્ધામાં વિક્ષેપ ઉત્પન્ન થતો; અને ભવિષ્યનો જનસમાજ તેવા અસ્થિર સિદ્ધાન્તો અને પ્રલાપો શ્રવણ કરી પોતાના સ્વધર્મથી ભ્રષ્ટ થવાના સંભવો જણાતા હોવાથી "**મૂર્તિપૂજા મંડન**" વિષયમાં ખાસ સમજુતી મેળવવાની લોકોને અગત્ય હતી. તેવામાંજ **વસો નિવાસી શ્રીમાન શ્યામસ્વરૂપ બાલયોગિન મહારાજ** જેઓએ સનાતન ધર્મ સંબંધમાં સુવ્યવસ્થિત વિચારો હિંદુસ્તાન તેમજ યુરોપ, અમેરિકા, જાપાન, ચિન, બ્રહ્મદેશ, ઇજીપ્ટ વિગેરે અખિલ સૃષ્ટિના સઘળા સુધરેલા દેશોમાં ખાસ પ્રવાસ કરી પ્રસારેલા છે, તેઓ આકસ્મિક રીતે **જંબુસરમાં** પધારેલા હતા. તેમની પાસે **જંબુસરની શ્રી સનાતન ધર્મસભાના સભ્યોએ** વિજ્ઞપ્તિ કરવાથી તેમણે મૂર્તિપૂજા વિરૂદ્ધના પ્રશ્નો આક્ષેપ કરનાર ગૃહસ્થ પાસેથી જાહેર રીતે મેળવી, જાહેર વ્યાખ્યાનોદ્વારા તે પ્રશ્નોનો નિષ્કર્ષ કર્યો હતો. સુશિક્ષિત વર્ગના મોટા સમુદાયની વચ્ચે થએલો આ વ્યાખ્યાન પ્રસંગ ઉપયુક્ત હોવાથી કેળવાયલા જનવર્ગના હિતાર્થે અત્રે તે પ્રકટ કરવામાં આવે છે. આ સિવાય, વર્ણવ્યવસ્થા, કન્યાઓનાં બાળલગ્ન, નિયોગ, શ્રાદ્ધ વિગેરે વિષયોનો પણ સુશિક્ષિત રીતે નિષ્કર્ષ તે વ્યાખ્યાતાએ તે પ્રસંગોમાં કર્યો હતો જે પણ અવકાશે પ્રકટ કરવાને હું ઇચ્છું છું.

વક્તાએ આ સઘળા વિષયો ઉપર બહુજ વિસ્તારથી કહ્યું હતું, પરંતુ તેની મુદ્દાવાર જેટલી નોંધ અમને મળીછે તેટલી અત્રે પ્રકાશમાં મૂકીછે.

આ પ્રુફ સુધારવામાં મ્હારા જ્ઞાતિ પ્રમુખ રા. રા. **હીરાલાલ રણછોડદાસ મુનીમે** પોતાનો અમુલ્ય વખત રોકયો છે, તેથી તેમનો મહદ્ ઉપકારી છું.

**પ્રકાશક.**

# મૂર્તિપૂજા વિરૂધ્ધ આક્ષેપ કરનાર ગૃહસ્થના પ્રશ્નો.



૧ **મૂર્તિપૂજા** એક રૂઢિ છે; તેને શાસ્ત્ર સાથે કાંઇ સંબંધ નથી.

૨ મૂર્તિપૂજામાં પત્થરની મૂર્તિઓને પૂજાય છે તે નિરર્થક છે; કેમકે, પત્થરના ઉંદરને બિલાડી મારવા દોડતી નથી; પત્થરની ગાયમાંથી દૂધ નીકળતું નથી; પત્થરના કમળ ઉપર ભ્રમર ગુંજારવ કરવા આવતો નથી. તેમજ જડપૂજનથી સિદ્ધિ થતી નથી.

૩ પરમાત્મા નિરાકાર છે; એકજ વસ્તુ સાકાર અને નિરાકાર એવાં બે જૂદાં જૂદાં રૂપો ધરાવી શકે નહીં; વળી સાકારમાં પણ દેવદેવીઓનું અનેકત્વ એ ખોટું છે.

૪ ભાવનાથી ફટકડીની સાકર થતી નથી તેમજ ભાવનાથી વિપરીત ગુણની કલ્પના કરવી સદોષ છે.

૫ ધ્યાનને મૂર્તિપૂજા સાથે સંબંધ નથી; ઇન્દ્રિયોના વિષયોથી મનને જૂદું પાડવું તે ધ્યાન છે અને મૂર્તિપૂજા તો ઇન્દ્રિયોનો વિષય છે; સાકારનું જ્ઞાન થાય પણ ધ્યાન થાય નહીં; વળી સૂક્ષ્મ મનથી સ્થૂળ આકારવાળી વસ્તુનું ગ્રહણ થઇ શકતું નથી.

૬ જ્ઞાનનું સાધન મૂર્તિપૂજા નથી પણ યમનિયમાદિ સાધનો છે.

૭ પ્રાણપ્રતિષ્ઠામાં આવાહન–વિસર્જન વિગેરે કરવામાં આવે છે, પણ સર્વવ્યાપક પરમાત્માને નિમંત્રવો એ અયોગ્ય છે. પ્રાણપ્રતિષ્ઠાની પ્રક્રિયાઓ વૈદિક નથી. પણ વામમાર્ગીઓએ રચી છે. વામમાર્ગીઓ ભ્રષ્ટ હોવાથી તેમની આ રચના ભ્રષ્ટ કહેવાય.

૮ સનાતન આચાર્યો સત્ય પરમેશ્વરને બદલે મૂર્તિઓપ્રત્યે લોકોને વાળે છે તેથી તેઓએ પ્રજાને ખોટે માર્ગે વાળવાનો અપરાધ કર્યો કહેવાય.

૯ પરમેશ્વર સર્વવ્યાપક હોવાથી પુષ્પ, ચંદનાદિને એક સ્થળેથી લઇ મૂર્તિ ઉપર ચઢાવવાં એ એક દેવનું નિર્માલ્ય અન્ય દેવને ચઢાવવા જેટલું સદોષ છે.

૧૦ શ્રી આદ્ય શંકરાચાર્યે સનાતન ધર્મમાં મૂર્તિપૂજાનો પ્રથમ પક્ષ કર્યો તે અગાઉ સનાતન ધર્મમાં મૂર્તિપૂજા નહોતી.

૧૧ શિવલિંગ પૂજવું બિભત્સ છે; શિવપુરાણના જ્ઞાનસંહિતા અધ્યાય ૪૨માં શ્રી શંકરે બિભત્સ વર્તન કરી પોતાના લિંગને પ્રસિદ્ધિમાં આણ્યું. તે રીતે જોતાં તેવી બિભત્સ આકૃતિને પૂજવી એ અમર્યાદ છે

૧૨ કલકત્તામાં કાલિપૂજન વિગેરેથી થાય છે તેમ મૂર્તિપૂજા વિગેરેથી હિંસાઓ ઉત્પન્ન થવાનો સંભવ છે.

૧૩ બુદ્ધ તથા જૈન ધર્મીઓએજ મૂર્તિપૂજા કાઢી અને વધારી; જૂનાં ખોદકામોમાંથી બુદ્ધની તથા જૈન ધર્મની મૂર્તિઓ વધારે પ્રાપ્ત થાય છે

૧૪ વેદમાં મૂર્તિપૂજન નથી તેમ તેનો નિર્ણાયક મંત્ર પણ તેમાં નથી.

૧૫ મૂર્તિપૂજા કરતાં જનસેવા અધિકતર ઇષ્ટ છે.

૧૬ મૂર્તિપૂજાઓના ખર્ચમાં ઉતરવું તે કરતાં સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો વિગેરેનું પૂજન કરવાથી વધારે કરકસરભરેલી રીતે પૂજન થાય છે. ભોગ સામગ્રીઓનો મંદિરોમાં થતો ખર્ચ તેથી અટકે તો આર્થિક દશાનો સુધારો થાય.

૧૭. નિરાકાર પરમેશ્વરની પુષ્પ, ચંદનાદિ ક્ષણિક દ્રવ્યોથી પૂજા કરવી તેથી નિરંજન પરમાત્માનું મહાત્મ્ય ઘટે છે.

# " मूर्तिपूजा मण्डन."

---

૧ મૂર્તિપૂજા એ રૂઢિ છે તેમાં શક નથી; પરન્તુ તે રૂઢિ શાસ્ત્રીય પ્રયોજનોથી ઉત્પન્ન થઇ છે, એટલે રૂઢિ તથા શાસ્ત્રની વચ્ચેનો તફાવત તે બાબતમાં નિરર્થક છે. અર્થાત્ શાસ્ત્રીય પ્રયોજનવાળી બધી પ્રથાઓને **શાસ્ત્રાચાર** કહેવામાં આવે છે. શાસ્ત્રીય પ્રયોજનોથી લગભગ અડધી દુનિયાની પ્રજા મૂર્તિપૂજા કરે છે. પ્રયોજન વાસ્તવિક હોય તો મૂર્તિપૂજાનો પ્રયોગ કાંઇ પાપ નથી. એવાં કોઈ પ્રયોજનોથી સનાતન ધર્માનુયાયીઓ પણ મૂર્તિપૂજાને સ્વીકારતા હોય તો તેમાં દૂષણ કાંઈજ નથી.

૨ નવી તથા જૂની શાસ્ત્રીય માન્યતાઓ પ્રમાણે સૃષ્ટિમાં **जड** કોઇ પદાર્થજ નથી. સુપ્રસિદ્ધ–વિશ્વવિખ્યાત પદાર્થવિજ્ઞાની પ્રૉફેસર જગદીશચંદ્ર બોઝ સાયન્સથી પૂરવાર કરી આપી શક્યા છે કે પદાર્થ માત્ર ચેતન છે. છતાં પ્રત્યક્ષ દૃષ્ટિના કોઈ પણ અજ્ઞ કાળમાં જડ એ જડ છે એમજ મનાતું હોય તોપણ તેથી મૂર્તિપૂજાના હેતુને બાધ આવતો નથી. પરમાત્મા ( **वैदिक ब्रह्म** ) સર્વવ્યાપક હોવાથી દરેક જડ વસ્તુના સૂક્ષ્મમાં સૂક્ષ્મ શક્ય પરમાણુઓની મધ્યમાં તે અવકાશ જેવા વ્યાપક રૂપે વ્યાપ્ત છે. અણુ–પરમાણુઓ (atoms and molecules) જેમ અદૃશ્ય વસ્તુ છે તેમ તેઓની વચ્ચેનું પોલાણુ તેથી પણ સૂક્ષ્મતર હોવાથી દરેક વસ્તુના બંધારણમાં અવકાશ ક્યાં છે તે આપણે પ્રત્યક્ષ દૃષ્ટિથી અવલોકી શકતા

માન્ય છે. જેમ જીસસ ક્રાઈસ્ટ પરમેશ્વરને પોતાનો બાપ કહે છે-દયાનંદ સરસ્વતી જગતપિતા તરીકે પરમેશ્વરને માંને છે, અને મનુષ્યો તેનાં સંતાનો છે એમ કહે છે, પણ પરમેશ્વરે પોતાના કયા શરીરથી કયા અવયવથી અને કયા વિર્યથી કઈ યોનીમાં ગર્ભાધાન કરી આ જગતરૂપી સંતાન ઉત્પન્ન કર્યું, તેનો નિર્ણય જીસસ ક્રાઇસ્ટથી કે દયાનંદ સરસ્વતીથી આપી શકાય તેમ નથી. તે છતાં પણ પિતા પુત્રના જગત્ સંબંધને તેઓ સ્વીકારતા રહ્યા છે; તેમજ પરમાત્મા સાથેના સૃષ્ટ સંબંધને યોગે પરમેશ્વર પિતા અને પ્રકૃતિ માતા અને તેમના સંયોગથી જગતરૂપી સંતાન ઉત્પન્ન થયું એમ સનાતન શાસ્ત્રકારોએ કહ્યું છે. જે કહેવાથી જીસસ ક્રાઈસ્ટ અને દયાનંદ સરસ્વતી દૂષિત થતા નથી તેવુંજ કહેવાથી સનાતન ધર્મ શાસ્ત્રકાર શી રીતે દૂષિત થાય ? હવે સ્પષ્ટ બોધનના હેતુથી મનુષ્ય પ્રકૃતિને અનુસરતી પદ્ધતિથી માતાપિતાનાં ( દેવદેવિના ) કોઈ અલૌકિક ( આ લોકમાં ના હોય તેવાં આકારવાળાં ) સ્વરૂપોને તથા તેમના સંયોગને શાસ્ત્રકારોએ માન્યાં કે વર્ણવ્યાં હોય તો તેમાં તેઓએ દોષ શો કર્યો ? તે સર્વ પ્રક્રિયાના યથાર્થ શાસ્ત્રાર્થને સમજવાની ફરજને મૂર્તિપૂજકોએ કોઇપણ શાસ્ત્રમાં ત્યજી નથી. તેમજ વર્ત્તમાન કાળમાં પણ કોઈપણ પૂજકે મૂર્તિપૂજાના ખરા તાત્પર્યને ત્યજવું જોઈતું નથી.

૪ પરમાત્માની ભાવનાથી જગત્ ઉત્પન્ન થયું છે એમ તો દુનિયાના બધા આસ્તિકોએ સ્વીકાર્યું છે; ભાવનાના બાહુલ્યથી પદાર્થોમાં ફેરફાર થતા દેખાય છે; દોરડામાં સાપની ભ્રાન્તિની ભાવનાથી ભય ઉત્પન્ન થાય છે; ભાવનાથી ભૂત વળગે છે; ભાવનાથી માણુસ માંદો થાય છે; ભાવેલા દૂર્વિચારોથી માણુસ પાપી

થાય છે; આરોગ્યની ભાવનાથી માંદાઓ સાજા થાય છે, અને ભાવનાથી રોગ મટાડનારાઓને અમેરિકાની સરકારે પ્રમાણિક દાક્ટર તરીકેના પરવાના પણ આપ્યા છે; ભાવનાઓથી સારા છોડવા ઉછેરવાના અને પશુ પ્રાણીઓને સુધારવાના પ્રયોગો પણ આજકાલની સુધરેલી દુનિયામાં થઈ ગયા છે, એટલે ભાવના ફળ નથી આપતી એમ કહેવાનો કોઇનો હક નથી. પદાર્થોની આકૃતિ ગુણ વિગેરે પ્રત્યક્ષ ધર્મોનું અવસ્થાન્તર કરવા જેટલી પ્રબળ ભાવના થાય તો ફટકડીની સાકર થાય એ પણ અટળ સિદ્ધાંત છે; માણસની એક વારની ભાવનામાં બળ ના હોય તો તે પ્રકારની ભાવનાઓ તેણે બહુ વાર કરવી; યોગ્ય પ્રમાણમાં ભાવના બળ એકત્ર થાય તો મનુષ્ય પદાર્થોનું હરકોઈ અવસ્થાન્તર ભાવનાથી કરી શકે; પૂર્વ કાળમાં તેવા પ્રયોગો થઇ ગયા છે જે શાસ્ત્ર પુરાણોમાં અને ઇતિહાસોમાં પ્રસિદ્ધ છે; વર્તમાન કાળમાં પણ તેવા પ્રયોગો જેને જરૂર લાગે છે તેઓ કરે છે તથા શીખે છે; અને ભવિષ્યને સારૂ તેવા પ્રયોગો શીખવાનો કે કરવાનો હક જેને જરૂર હોય તેને સનાતન શાસ્ત્રો આપે છે.

૫ ધ્યાનને મૂર્તિપૂજા સાથે કાંઇ સંબંધ નથી એમ કહેનાર માણસ ગંભીર ભૂલ કરે છે. જેમ હરકોઇ એક વિષયમાં ચિત્તની એકાગ્રતા પામેલા મી૦ એડીસન જેવા શોધકો એકાગ્રતાના કામમાં જગતને તથા જગતના અન્ય પદાર્થોને ભૂલી જાય છે, અને તે સમયની તેની એકાગ્રતાની ભાવનામાં પણ ફોનોગ્રાફ જેવા કોઇ જડ પદાર્થનુંજ ધ્યાન હોય છે તેમ દિવ્ય ગુણયુક્ત, દિવ્ય સ્વરૂપયુક્ત, અને પ્રિય પદાર્થોથી સુસજ્જ એવી કોઇ આકૃતી મૂર્તિનું ધ્યાન ધરવામાં મનુષ્ય યોજાય તો તેની એકાગ્રતા સધાય. તેવા આકાર

જ્ઞાનથી એકાગ્રતા આવ્યા પછી કાળાંતરે તે પદાર્થને પણ સાકાર ધ્યેયને પણ એકાગ્રતાથી ભૂલી જવા નિરાકારના વિચાર કરે તો વિક્ષેપ રૂપ રહેલું પેલું એક વસ્તુનું સાકાર ધ્યાન પણ લોપ થઈ નિરાકાર સ્થિતિનો ખરો અનુભવ મેળવી શકે. આવાં જડ ધ્યાનોથીજ શોધકો શોધમાં અને બુદ્ધિમાં આગળ વધતા દેખાય છે. મન વિષયોથી પ્રથક થઇ શકતુંજ નથી; ઈન્દ્રિયોના વિષયથી દૂર થાય તો આત્મા પરમાત્માદિ સૂક્ષ્મતમ વિષયોનું મન ગ્રહણ કરે છે, પણ વિષયહિન રહેતું નથી. માત્ર સાકાર ધ્યાનમાં મનમાં એક મૂર્ત્તિ વિષય હોય છે તેમ નિરાકાર ધ્યાન કાળે મનમાં અમૂર્ત વિષય હોય છે પણ વિષય તો હોય છેજ. સમાધિનિષ્ઠ અને જીવનમુક્તનાં મનાદિ અંતઃકરણોમાં પણ આત્મા પરમાત્માદિ સુક્ષ્મતમ વિષય હોય છે.

વળી સાકારનું એકલું જ્ઞાન થાય છે અને ધ્યાન થતું નથી એમ કહેવું તે પણ અક્કલથી ઉલટું છે. યથાર્થ સાકારનું જ્ઞાન થાય છે તેમ ધ્યાન પણ થઈ શકે છે. જેમ સુંદર સ્ત્રીને જોનાર મનુષ્યને તે સ્ત્રી સુંદર છે એટલું જ્ઞાનજ માત્ર થતું નથી, પણ તેને મેળવવાની ઇચ્છા, તેને મેળવવાના માર્ગો, તેને મેળવવાથી પ્રાપ્ત થવાનાં સુખો, વિગેરેનો ભાવ પણ એકાગ્રપણે સધાતો જાય છે; એટલે એકલું જ્ઞાન નહીં પણ ધ્યાન પણ થાય છે. ધ્યાન એટલે મેળવવા ધારેલા પદાર્થો સંબંધના સુવ્યવસ્થિત ક્રમિક વિચારો. **ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते** (ભગવદ્ગીતા) આદિક વાકયો સ્પષ્ટ છે. વળી **अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते** વિગેરે સ્થળે અભ્યાસનો અર્થ ધ્યાનનો અભ્યાસ એમ કરીએ તો મેળવવા ધારેલા પદાર્થનું તથા તે મેળવવાના માર્ગ વિગેરેનું ક્રમિક ધ્યાન

એનું નામ અભ્યાસ અને તે મેળવવા ધારેલા પદાર્થ શિવાયના અન્ય પદાર્થોનું અગ્રહણ તેનું નામ વિરાગ. એ રીતે જોતાં પણ નિરાકાર પરમાત્માને ધ્યાનમાં ગ્રહણ કરી શકાય તેવી એકાગ્રતાના અભ્યાસના હેતુથી પ્રથમ એક પ્રિય સાકાર પદાર્થમાં ચિત્તને એકાગ્ર એટલે બધે અંશે કરવું કે અન્ય સર્વ પદાર્થોની પેલા ઈષ્ટ પદાર્થના હેતુથી વિસ્મૃતિ થાય. આ રીતે મૂર્તિપૂજામાં પણ અભ્યાસનો ને વિરાગનો અર્થ સધાતો જાય છે. બેશક, સ્વાર્થી મનુષ્ય સર્વથા ત્યજતા નથી તો પોતાના ઈષ્ટદેવની પ્રિય મૂર્તિના હેતુથી તે પદાર્થોને ત્યજે છે (યા ઇષ્ટદેવ રૂપે પદાર્થોનું ગ્રહણ કરે છે) એટલે પોતાના અંગત સ્વાર્થમાંથી ક્રમશઃ સઘળું ત્યજાતું જાય છે. આ રીતે વિરાગનો એક અંશ તો સાકાર મૂર્તિના ધ્યાનના અભ્યાસમાં જરૂર સચવાય છે. મન સ્વતઃ પરિમિત વસ્તુ છે એટલે પરિમિતથી પરિમિતનું ગ્રહણ થઇ શકે. આ સિદ્ધાંત પ્રમાણે સૂક્ષ્મ મનથી સ્થૂળ આકારવાળી મૂર્ત્તિનું ગ્રહણ થતું નથી એમ કહેવું એ મોટી ભૂલ છે.

૬ જ્ઞાન તથા મોક્ષનું પ્રત્યક્ષ સાધન ધ્યાન છે ને મૂર્તિપૂજા નથી; પણ યમનિયમ ધ્યાન ધારણાદિ શ્રી પતંજલી મુનિએ સ્વીકારેલાં મોક્ષનાં પ્રત્યક્ષ સાધનોનું સાધન મૂર્તિપૂજા છે એટલે મૂર્તિપૂજા साधनः साधनाम् (સાધનોનું સાધન) જેમ એક સ્થળેથી બીજે સ્થળે જવામાં પગ એ પ્રત્યક્ષ સાધન છે અને વાહન આદિ એ સાધનનાં સાધન કહેવાય તેમ મોક્ષનું સાધન ધ્યાન અને ધ્યાનનું સાધન મૂર્તિપૂજા હોઈ શકે. મૂર્તિપૂજકો મૂર્તિપૂજા કરતાં અન્ય કારણોથી વિરક્ત રહે છે, એટલે સંયમ સધાય છે અને ઈષ્ટ દેવના હેતુથી સારા પદાર્થોને સ્વીકારવા અને લસણ, ડુંગળી યા

માદક અને માંસાદિ અનિષ્ટ પદાર્થોને ન ગ્રહણ કરવારૂપી નિયમ પણ સધાય છે. એટલે મૂર્તિપૂજાથી યમ નિયમોનો ભંગ થતો નથી પણ કેટલેક અંશે તે સાધક નિવડે છે.

૭ પૂજનાદિનાં હેતુથી સ્વીકારાયલી મૂર્તિમાં પ્રાણની પ્રતિષ્ઠા વિગેરે ક્રિયાઓ જે જે શાસ્ત્રીય શ્લોકોથી કરવામાં આવે છે તે શ્લોકો નિરાકાર પરમાત્માનાજ બોધક છે. તેવા બોધનથી મૂર્તિના બધા અવયવ બ્રહ્મરૂપ યા ઇશ્વરરૂપ છે એમ મનાવવામાં આવે છે. જેમ સંધ્યા વંદનાદિક ક્રિયા કરવામાં **अंगुष्ठा ग्रहेतु गोविंदम् तर्जनी तु महिधरम्** વિગેરે શ્લોકોથી સંધ્યા કરનાર દ્વિજ પોતાના શરીરના સઘળા અવયવોમાં નિરાકાર બ્રહ્મની ભાવના કરે છે તેમજ પ્રાણ પ્રતિષ્ઠાથી મૂર્તિમાં સાંગોપાંગ નિરાકાર પરમાત્માની ભાવના થાય છે. તેથી તેવી પ્રતિષ્ઠિત મૂર્તિઓનું પૂજન કરવામાં તેમાં સાંગોપાંગ બ્રહ્મનુંજ પૂજન થાય છે. પૂજન કરી રહ્યા પછીના કાળમાં પૂજનના હેતુથી મૂર્તિમાં નિમંત્રાયલા પરમાત્માનું વિસર્જન કરવાનો હેતુ એ છે કે આપણે જે મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા વિશેષ ધ્યાનાર્ચનના હેતુથી કીધી હતી તેનું વિસર્જન કરવામાં આવે તે પછી તે મૂર્તિને કાંઇ અનાયાસથી અશાસ્ત્રીય સંસ્કારો પ્રસંગે થઈ જાય તો મૂર્તિમાં આરોપેલી ઈશ્વર પૂજનની આપણી સદ્‌ભાવનાનો વિધ્વંશ થાય નહીં. સ્થાપિત મૂર્તિઓમાં આવાહન નિત્યનું છે અને ચલિત મૂર્તિઓમાં પ્રથક પ્રથક કાળે થાય છે. આથી આવાહન વિસર્જન વિગેરે ક્રિયાઓથી પણ પરમાત્માના વ્યાપકત્વને બાધ આવતો નથી.

વળી પ્રાણપ્રતિષ્ઠા વામમાર્ગીઓએ કાઢી તેમ કહેવું પણ નિરર્થક છે; કારણ કે વામમાર્ગીઓનો કોઇપણ ઈતિહાસ પ્રકટ કરવામાં આવે તો તેની પહેલાંના કાળના ઇતિહાસ, પુરાણ, ગૃહ્યસૂત્રો અને અન્ય પ્રાચિન ગ્રંથોમાં પણ પ્રાણપ્રતિષ્ઠા સ્વીકારાઈ છે તેવા ભાસો છે. વળી કોઇપણ ક્રિયા હેતુસિદ્ધ હોય યા ઈષ્ટકાર્યને સાધન હોય તો તે વામમાર્ગીઓએ કાઢી હોય તેથી પણ શું દૂષણ છે? કોઇ અપરાધીના એક જાતના અપરાધને લક્ષમાં રાખી તેના સત્ય વચનોને કે કૃત્યોને પણ નજ સ્વીકારવાં એવી ઘેલચ્છા સનાતનીઓને નથી એટલે પોતાના શત્રુના સત્યને પણ સનાતનીઓ તો સ્વીકારે છે. આથી તાત્વિક ઉદ્દેશવાળું વામમાર્ગીઓનું કાંઈ યથાર્થ સત્ય હોય તો તે સ્વીકારવાની ઉદારતા સનાતન મૂર્તિપૂજકોએ દર્શાવી હોય તો તેથી પાપ શું થયું?

૮ કોઈ પણ વર્ગને કે વ્યક્તિને ખોટે માર્ગે દોરવવાના કાર્યને પ્રત્યેક સનાતન ધર્મનો સાધક બહુમાં બહુ પાપ માને છે અને પ્રાચીન આચાર્યોએ પણ એવી સાવધાની રાખી છે એમ જણાય છે. અર્વાચીન કાળમાં કે મધ્ય કાળમાં પણ પ્રમાણિક પુરૂષોએ વિપરીત માર્ગે લોકોને વાળવાનું પસંદ કર્યું નથી. ખોટે માર્ગે દોરવનારા કોઇ પાપીઓ કોઈ કાળમાં ઉત્પન્ન થયા હોય, અને તેઓનાં રજુ કરેલાં કોઈ દૂરાચરણો નિર્દોષ ભોળા લોકોએ સ્વીકાર્યાં હોય, અને તેમ છતાં પણ તે નિર્દોષ લોકો સનાતની તરીકેના પોતાના સારા નામને ત્યજવાને ન ઇચ્છતાં હોય, તો તેમને યુક્તિભરેલી રીતે નમ્રતાથી સમજાવી તેઓના તેવા દોષો ત્યજાવવા એજ ખરા સનાતની સુધારકનું લક્ષણ છે એમ પ્રત્યેક કેળવાયલો સનાતની માનતો હોય છે અને એમ તેણે માનવું જોઈએ.

૯ પાંચજ્ઞાન ઇન્દ્રિઓથી ગ્રહણ થઇ શકે, તેવા પોતાના સર્વ પ્રિય પદાર્થો પોતાના પ્રિય પરમાત્માનો આરોપ જે સ્થળમાં કે જે મૂર્તિમાં કીધો હોય તેમાં અર્પવા તેમાં પાપ શું છે? જોવા, ચાખવા, સુંઘવા અને સ્પર્શવાના બધા શ્રેષ્ટ પદાર્થો પરમાત્માને અર્પવા, અથવા પરમાત્માના હેતુથી ત્યજવા, યા તે પદાર્થોને પરમાત્મા સ્વરૂપે ગ્રહણ કરવા એ હેતુઓ બેશક ઉચ્ચ, નિઃસ્વાર્થ, ઉદાર અને હૃદયને બહોળું બનાવનારા છે. તેવા પદાર્થો હરકોઈ સ્થળે લાકડામાં, પત્થરમાં, પૃથ્વી ઉપર કે માર્ગમાં ફાવે ત્યાં પરમાત્માને નામે ત્યજવામાં કે અર્પવામાં આવે તોપણ તે શાસ્ત્ર માન્ય ઠરે છે. એ પ્રમાણે પુષ્પ, ચંદનાદિને એક સ્થળેથી લઇ પરમેશ્વરની હરકોઈ મૂર્તિ ઉપર ચઢાવવાં તેથી એક દેવનું અર્પણ બીજા દેવને ચઢાવવાનો દોષ ઉત્પન્ન થતો નથી કારણકે પરમાત્મા સર્વત્ર એકરૂપ છે.

૧૦ શ્રીમાન્ આદ્ય શંકરાચાર્યે સનાતન ધર્મમાં મૂર્તિપૂજાનો પ્રથમ પક્ષ કર્યો અને તે અગાઉ મૂર્તિપૂજા નહોતી એવું કહેનારને ઈતિહાસનો અજ્ઞાન કહેવો. બુદ્ધદેવ મૂર્તિપૂજક હતો અને બુદ્ધ ધર્મની શરૂઆત પછી એક હજાર કરતાં પણ વધારે વર્ષો પછી શંકરાચાર્યો ઉત્પન્ન થયા. સનાતન ધર્મના મૂળ ગ્રંથરૂપ વેદમાં મૂર્તિપૂજા નથી એમ કહેનારાઓ વેદ શાને કહેવો તેજ સ્પષ્ટ કહેતા નથી. પરમાત્માના સ્વરૂપના નિર્ણાયક શ્લોકોની એકલી મૂળ સંહિતાનેજ વેદનું નામ આપવામાં આવે તો તેમાં મૂર્તિપૂજાનું મંડન ઈચ્છવું કે શોધવું તે વૈદકના ગ્રંથમાંથી એન્જીનીયરીંગનું જ્ઞાન શોધવા જેવું અપ્રાસંગિક છે. મૂળ સંહિતા તથા તદનુગત વૈદિક ગ્રંથો ઉપર પરમપરાથી ચાલતાં આવેલાં વિવેચનોમાં જ્યાં જ્યાં પ્રસંગ પ્રાપ્ત

થયો હશે ત્યાં ત્યાં મૂર્તિપૂજાના સૂચક મંત્રો તથા શ્લોકો વર્ણવાયા છે, અને તેમાં પણ સુધારો (developement) આવશ્યક પ્રસંગે થઈ મૂર્તિપૂજાના વિધાનોનાં ખાસ શાસ્ત્રો વહેલાં મોડાં ફાવે ત્યારે રચાયાં હશે તેથી સત્યને બાધ શો?

૧૧ શિવપુરાણના જ્ઞાન સંહિતા અધ્યાય ૪૨માં શિવલિંગ સંબંધે જે બિભત્સ વૃતાંત પ્રકટ થયું છે તે સંબંધમાં અવલોકન ચલાવીએ તો તેજ શિવપુરાણમાં લિંગ શબ્દનો અર્થ પ્રકૃતિ તથા ચિન્હ વિગેરે દ્રષ્ટિગોચર થાય છે. સનાતન ધર્મમાં શંકરાચાર્યના મતના અને શૈવમતના માણુસો જૂદા છે. તેઓ બંન્ને શિવલિંગને પૂજે છે, શૈવમતવાળાઓનું ખંડન શ્રીમાન આદ્ય શંકરાચાર્યે કર્યું છે. તામસી પ્રકૃતિના દેવતા તરીકે તામસોએ સ્વીકારેલા વિચિત્ર વેશવાળા શિવના સંબંધમાં શૈવમતવાળાઓએ તેમના ગ્રંથમાં ફાવે તેવું બિભત્સ લખ્યું હોય તેને સારૂ સનાતન ધર્મ જવાબદાર થઈ શકે નહીં; માત્ર તેવા ગ્રંથોમાંના પણ સત્ય તત્વવાદને સ્વીકારવાને સનાતન ધર્માચાર્યોને બાધ નહીં હોવાથી તેવા તેવા ગ્રંથોમાંથી પણ તત્વ ભાગને સ્વીકારી લઈ બાકીના ભાગનું શંકરાચાર્યે ખંડન કર્યું હતું, અને તેવા ભ્રષ્ટાચારવાળાઓને ભ્રષ્ટ કાર્ય કરતાં અટકાવ્યા હતા, તે છતાં પણ તેવા ભ્રષ્ટાચારવાળા કોઈ દૂર્જનો દુનિયામાં હયાત રહી ગયા હોય, અને પોતાની પાખંડ પૂજાને બિભત્સ રીતે કરતા રહ્યા હોય તો તેને સારૂ શંકરાચાર્ય કે સનાતન ધર્મ કોઈપણ શી રીતે જવાબદાર બની શકે? જેમ સત્યનો બોધ કરવા છતાં પણ સાંપ્રત કાળના લોકો અસત્ય બોલવાનું ન ત્યજતા હોય તેથી બોધકને કે શાસ્ત્રને માથે જવાબદારી રહેતી નથી તેમ જન સમાજમાં રહી ગયેલી જેવી તેવી ખામીઓને સારૂ તે તે

ખામીઓ ધરાવનારા વર્ગ કે વ્યક્તિ સિવાય, અન્ય કોઈની ઉપર તે સંબંધની જવાબદારીનો આરોપ મૂકી શકાય નહીં. શ્રીમાન્ આદ્ય શંકરાચાર્યે આપેલા જ્ઞાનથી સુધરેલા અસંખ્ય શૈવોએ શ્રી શંકરાચાર્યને પોતાના સ્વીકારેલા જટાજૂટ તામસી શિવના અવતાર રૂપે કલ્પ્યા હતા. વાસ્તવિક રીતે જોતાં શિવ મંગળસૂચક યા કલ્યાણસૂચક આત્માનું એક વિશેષ નામ છે અને શ્રેષ્ઠ જીજ્ઞાસુઓ (બ્રાહ્મણો તથા દ્વિજો) કે જેઓ સૂક્ષ્મ ધ્યાનમાં આગળ વધેલા હતા તેઓ સાકાર ધ્યાનમાંથી આગળ વધી નિરાકારનું ધ્યાન કરતાં શીખતાં પોતાના ધ્યેય પદાર્થ તરીકે અવયવોવાળી મૂર્તિ કરતાં આકાર રહિત વસ્તુનું ધ્યાન વધારે ઈચ્છતા. આથી સર્વવ્યાપક પરમાત્માને ધ્યાનના હેતુથી કોઈ સ્થળમાં યા પદાર્થમાં કલ્પતા હસ્ત, પાદ, મુખાદિ અવયવો રહિત કાંઈક ચિન્હને પ્રત્યક્ષ પૂજન તથા ધ્યાનના હેતુથી તેઓ સ્વીકારવા લાગ્યા. અવયવો રહિત હોવાથી આ ચિન્હને મૂર્તિ કહેવાય નહીં તેથી તેનું નામ ચિન્હ યા લિંગ પાડવામાં આવ્યું. પૂજનાદિના હેતુથી અર્પાતા જળ વિગેરેની વ્યવસ્થાના હેતુથી તે લિંગની આજુબાજુ કુંડાળું તથા જળાધારી રચવામાં આવી તેને શાસ્ત્રમાં વેદી તથા યોની કહેવામાં આવે છે. યોની શબ્દનો શુદ્ધ અર્થ બેસણી એટલોજ થાય છે એટલે આ પૂજન વિધીમાં વપરાતા લિંગ અને યોનિ શબ્દો તદ્દન નિર્દોષ અર્થમાં વપરાયલા હોઈ તે શબ્દોના અર્થમાં કાંઈપણ બિભત્સ અર્થનો આરોપ કરવો તેના જેવું પાપકર્મ અન્ય કાંઈજ નથી. પેલા તામસી શૈવોએ તેવો બિભત્સ અર્થ કરી પોતાના ઉપાસ્ય જટાજૂટ શિવના લિંગ તરીકે અમુક કાલ્પનિક વાતથી તે ચિન્હને લોક સમૂહમાં ઓળખાવ્યું તેમાં તે શૈવોની ભૂલ હતી પણ નિરાકારના શુદ્ધ ચિન્હરૂપે તેને પૂજનારા લિંગ પૂજકોને તેથી શો બાધ હતો?

બેશક શૈવોના તે પૂજન વિધિની મિશ્રતા સાંપ્રત શિવ પૂજનની વિધિમાં રહી ગઈ હોય તો તે લોક સમૂહના અજ્ઞાનની નિશાની છે. પણ તેથી જે શુદ્ધ હેતુથી લિંગ ( ચિન્હ ) પૂજા નીકળી તે હેતુની વિરૂદ્ધ બોલવાનો કોઇને હક્ક નથી. તેની આકૃતિ વિચિત્ર છે એમ કહેનારાઓએ જાણવું કે તે આકૃતિ પ્રતિદિન બહુ વિચિત્ર તો બિભત્સ શૈવોએ કરી. બિભત્સ લિંગના જેવી આકૃતિ ઉપરથી જ શુદ્ધ ચિન્હની પૂજાનો નિષેધ કરીએ તો લિંગના જેવી આકૃતિવાળાં કેળાં, રીંગણા વિગેરે પદાર્થો ખાનારાઓએ પણ તે તે પદાર્થોનો નિષેધ કરવો જોઈએ. યથાર્થ ઉચ્ચ ધ્યાનવાળા બ્રહ્મોપાસકોએ નિરાકાર બ્રહ્મના લિંગ ( ચિન્હ ) રૂપે લિંગપૂજન કાઢયું છે. શિવપુરાણના અદ્વૈતવાદ શિવાયના અન્ય કોઇ ભાગને સારૂ સનાતન વૈદિક પ્રજા જવાબદાર નથી. ખુદ શૈવોએ પણ અદ્વૈતવાદ યા તત્વભાગ શિવાયના બીજા બિભત્સ ભાવોને ત્યજવા જોઇએ એમ શ્રી આદ્ય શંકરાચાર્યે કહ્યું છે અને બીજા કોઈ આચાર્યો તેમ કહેવાનું ભૂલી ગયા હોય તો સનાતન ધર્મના એક બાલક તરીકે સત્ય કહેનાર તરીકેનો મારો હક કોઇપણ આચાર્ય કરતાં ઓછો હોઈ શકે નહીં.

૧૨. હિંસક મૂર્તિપૂજકો સર્વથા નિંદ્ય છે. સનાતનીઓ તેવી બાબતોને નિંદે છે. કલકત્તાવાળી કાળીકાદેવીને ત્યાં હિંસા થાય તેથી અન્ય અહિંસક મૂર્તિપૂજકોનો દોષ કાઢવાનો કોઈને શો હક્ક છે ? તામસી પ્રકૃતિવાળા અજ્ઞાનીઓની ધાર્મિક માન્યતાઓમાં પણ તામસી ગુણ હોય છે, તેથી તેવી તામસી શુદ્ર પ્રજાઓ દેવદેવીઓને નામે હિંસા કરતી હોય તો તેઓના હેતુઓમાં સુધારો કરવાની અગત્ય છે અને તેવા હિંસકો પણ હવે સુધરતા જતા જણાવા

લાગ્યા છે. ફાવે તેમ પણ પોતાના હોજરાં ભરવા સારૂ રોજ અસંખ્ય માછલાંઓ તથા પશુઓની હિંસા કરનારા માંસ ભક્ષક યવનો કરતાં કોઇ ઘેલછાભરેલી ધાર્મિક લાગણીથી પ્રસંગવસાત્ કોઇ કોઇ જીવોની હિંસા કરનારા તેવા હિંસક દેવપૂજકો ઉચ્ચ છે, એમ સનાતનીઓ માને છે તે દેશ બંધુઓ પ્રત્યેના ભ્રાતૃત્વનું સનાતનીઓનું ચિન્હ છે. દેવભાવના અને ધર્મભાવનાને ત્યજી માત્ર પોતાનું સ્વાર્થી પેટ ભરવા સારૂ અને શરીરની પુષ્ટિ વધારવા સારૂ આર્યસમાજીઓમાંના પણ ઘણાખરા લોક પ્રસિદ્ધપણે માંસાહાર કરે છે તેઓ ધર્મભાવનાવાળા અને દેવભાવનાવાળા હિંસક મૂર્તિ-પૂજક કરતાં વધારે નિંદવા યોગ્ય છે.

૧૩ જુના ખોદકામોમાંથી બુદ્ધની અને જૈન ધર્મની મૂર્તિઓ વધારે પ્રાપ્ત થાય છે તે ઉપરથી એમ અનુમાન કરી શકાય નહીં કે હિંદુસ્તાનમાં મૂર્તિપૂજાની શરૂઆત બુદ્ધના કે જિનાચાર્યના વખતથી થઇ. બુદ્ધ અને જૈન શંકરાચાર્યના પહેલાં થયા. ૧૦મી કલમમાં શંકરાચાર્યને માથે મૂર્તિપૂજાની શરૂઆત કરવાનો આરોપ મૂકાયો હતો તે આ કલમમાં બુદ્ધ અને જૈનને માથે મૂકાયો એ ઐતિહાસિક રીતે બંધબેસતું નથી. અવતારો અને મૂર્તિપૂજા સનાતન ધર્મનાં ખાસ લક્ષણ હોવાથી સનાતન ધર્મીઓને પોતપોતાના નવા મત-પંથમાં આકર્ષવાના ઈરાદાથી બુધ્ધોએ અને જૈનોએ અસંખ્ય અને બહુ દમામવાળી મૂર્તિઓ સ્થાપી, તથા બહુ બહુ સુશોભિત કારી-ગીરીઓવાળાં મંદિરો અને આશ્રમો પણ સ્થાપ્યાં, તેમજ પોતાના

મતપંથોને વધારે પ્રાચિન દર્શાવવા સારૂ બુધ્ધોએ અને જૈનોએ બુદ્ધના ને જિનનાં બહુ બહુ અવતારો પૂર્વ કાળમાં થઇ ગયાની કલ્પનાઓને સંયોજી, તેવા સઘળા અવતારોની જૂદી જૂદી પ્રતિમાઓ પણ પ્રસિદ્ધિમાં મૂકી, આથી બુદ્ધ ધર્મના અને જૈન ધર્મના ઇતિહાસની શરૂઆત પછીના કાળમાં મૂર્તિપૂજામાં કાંઈક વધારો થયો હશે એમ હું માનું છું, પણ એથી એમ પૂરવાર થતું નથી કે બુદ્ધ ધર્મના અને જૈન ધર્મના પ્રારંભ પહેલાં હિંદુસ્તાનમાં સનાતન ધર્મીઓ મૂર્તિઓને નહોતાજ પૂજતા. ચિત્ત સાધનાના હેતુથી મોટા મોટા સમર્થ યોગેશ્વરો પણ મૂર્તિને માનતા, પૂજતા તથા ધ્યાનના હેતુથી વાપરતા. બુદ્ધ ધર્મની અને જૈન ધર્મની હરીફાઇમાં ટકવા સારૂ સનાતનીઓએ મૂર્તિપૂજાને બહોળા લોક સમુદાયની આગળ પ્રસિદ્ધિમાં મૂકી, અને અત્યારે તો ખરા હેતુને નહીં સમજનારા લોકોએ પણ મૂર્તિપૂજાને સનાતન ધર્મના એક આવશ્યક તત્વ તરીકે સ્વીકારી લીધી છે. બુદ્ધ ધર્મનો અને તેમનાં મંદિર મૂર્તિઓ વિગેરેનો તે ધર્મના નાશ સાથેજ હિંદુસ્તાનમાં લય થયો અને દૂશના પ્રયોજનથી અથવા અશ્રદ્ધાના પ્રયોજનથી દાટી દેવામાં આવેલી અથવા કાળાંતરે દટાઈ ગયેલી મૂર્તિઓનો કોઇક જથ્થો ભૂમિતળમાં ભરાઈ રહ્યો હોય એ બનવાયોગ્ય છે. જૈનો પણ શંકરાચાર્યના પછીના કાળમાં બળહીન થઈ ગયેલા હોઈ તેઓની મૂર્તિઓનો કોઈક જથ્થો પણ ભૂમિતળમાં હશે બુદ્ધ અને જૈન ધર્મના પહેલાં વિષ્ણુના અવતારોરૂપે મનાઇ ગયેલા શ્રીરામ તથા શ્રીકૃષ્ણ વિગેરેની મૂર્તિઓ પૂજાતી અને પ્રકૃતિના પૂજકો જૂદા જૂદા આકારની દેવીઓની

મૂર્તિઓને પૂજતા એમ પ્રાચિન રામાયણ તથા મહાભારત વિગેરે ઐતિહાસિક ધાર્મિક ગ્રંથોમાં દૃષ્ટિગોચર થાય છે. આ શિવાય નિરાકાર બ્રહ્મોપાસકો અવયવોરહિત શિવલિંગોને પૂજતા એ પણ ઈતિહાસ પ્રસિદ્ધ છે. રામાયણ ને મહાભારત વિગેરે ગ્રંથોનો ઈતિહાસ બુદ્ધ અને જૈનના ઇતિહાસ કરતાં વધારે પ્રાચીન છે એમ ઐતિહાસિક રીતે પૂરવાર થયેલું સત્ય છે એટલે કોઇપણ સનાતની મૂર્તિપૂજા બુદ્ધ તથા જૈનના વખતમાં થઇ એ વાત સ્વીકારશે નહીં.

૧૪ દસમી કલમમાં વર્ણવ્યા પ્રમાણે મૂળ સંહિતાનેજ વેદ કહેનારાઓ એમ મનાવવા મથે છે કે વેદમાં મૂર્તિપૂજા નથી, પરંતુ વૈદિક જ્ઞાનનું યથાર્થ વર્ણન અને પ્રક્રિયાઓ સૂચવનારા સઘળા સંહિતાનુગત વૈદિક ગ્રંથોમાં મૂર્તિપૂજા સ્વીકારાએલી છે એમ અસંખ્ય શાસ્ત્રાર્થોમાં પૂરવાર થયેલું છે. વેદના અમુક ભાગના ઈતિહાસ સંબંધે નવો ઝગડો ઉપજાવી આ સવાલને જોકે કેટલાક પાખંડીઓએ ગુંચવણભરેલો કરી મુકયો છે, એટલે હજુ પણ મૂર્તિપૂજાના વિરોધીઓ પોતાના દુરાગ્રહને ત્યજતા નથી, છતાં બધા ઐતિહાસિક બાબતોને અને વાંધાઓને બાજુ ઉપર મૂકી હું તો એમ પણ માનું છું કે અમુક સિદ્ધાંત કે પ્રક્રિયા બહુ પ્રાચીન ન હોવા છતાં પણ જો કોઇપણ પ્રકારે મનુષ્યના ઇષ્ટ સાધનને તે સાધક નિવડે તેમ હોય તો હરકોઈ બાબતને અર્વાચીન હોવા છતાં પણ સ્વીકારવાને ખાસ વાંધો ન લેવો જોઇએ. જેમ અમુક સ્થળે સલાહશાંતિભરેલાં મનુષ્યો વસતાં હોય ત્યારે 'ત્યાં પોલીસ

ચોકીની ખાસ અગત્ય નથી, પણ તે મનુષ્યો કે તે સ્થળે વસવા આવેલાં અન્ય મનુષ્યો સલાહશાંતીનો ભંગ કરનારાં જણાય તો ત્યાં નવી પોલીસ ચોકી સ્થાપવી, એમાં કાંઇ ગેરડહાપણભરેલું નથી. તેમજ ઉચ્ચ હૃદયના મનુષ્યોનાં હૃદયંગત વિચારપ્રપંચો બહુ સ્વલ્પ હોવાથી તેઓ નિરાકાર બ્રહ્મોપાસના કરી શકતા; પરંતુ સંસારના વધવા સાથે મનુષ્યોના હૃદયંગત વિચારપ્રપંચો બહુ અસાધારણ જોવામાં વધી ગયેલા હોઈને તે સર્વ પ્રપંચોને ક્રમશઃ નાબુદ કરવા સારૂ મૂર્તિપૂજા જેવું એકદ સાધન પાછળથી વધારી લેવામાં આવ્યું હોય તો પણ તેમાં કાંઇ ખાસ દોષ નથી.

૧૫. કેવળ પરમાત્માને જ યા મોક્ષને જ સતત મેળવવા મચ્યા રહેનારા તિવ્ર જીજ્ઞાસુએ પરમેશ્વરમાં જ યોજાયલા રહેવા સારૂ મૂર્તિપૂજનમાં જ મચ્યા રહેવું એ શ્રેષ્ઠ છે; પણ પરમેશ્વરના નામનાં ખોટાં ગપ્પાં ચલાવનારા, પરમેશ્વરને યા મોક્ષને એક જ જીવનમાં ખાસ મેળવવાની કાળજી નહીં ધરાવનારા, અનેક પ્રકારના મિથ્યા પ્રપંચમાં જોડાયલા રહેનારા દંભિ મૂર્તિપૂજકો પોતાના ક્ષુદ્ર સ્વભાવના હેતુથી આ સંસાર નિર્બળ રીતે ખેડતા રહે અને સંસારનાં સામવાયિક સાધનરૂપી જન સમૂહની ગેરકાળજી કરી મૂર્તિપૂજાનો ખોટો પક્ષ કરે તેના જેવો મૂર્ખ આ જગતમાં અન્ય કોઈ સંભવી શકે નહીં. મનુષ્યોએ બધા પુરૂષાર્થો મનુષ્યોની વચ્ચે રહીને મનુષ્ય કલ્યાણના બધા નિયમોને દષ્ટિમાં રાખીને કરવાના છે. સમૂહમાં જનસેવા એ મૂર્તિપૂજા કરતાં શ્રેષ્ઠ છે એમ હું માનું

છું, અને ખરા સનાતનીઓ પણ માને છે અને તેમ ન માનતા હોય તેવા મૂર્તિપૂજકોને તેવું માનતા શીખવવા જોઈએ.

૧૬ સૂર્ય, ચંદ્ર, તારા વિગેરે ગ્રહો પણ પૃથ્વીના જેવા જડ છે એમ સાયન્સે પણ પૂરવાર કર્યું છે; ત્યાં જવાના માર્ગો પણ શોધાય છે અને એક એવો વખત પણ દુનિયાના ઇતિહાસમાં આવશે કે જ્યારે આ પૃથ્વી ઉપરના લોકો બીજા ગ્રહોની સાથે તારનો, ટપાલનો અને રેલ્વેનો પણ વહેવાર કરી શકશે. આમ હોવાથી ગ્રહોનું પૂજન એ પણ જડ પૂજન છે એટલે કોઇપણ આર્યસમાજીએ તેવી સલાહ આપવી જોઈએ નહીં; પરંતુ સનાતનીઓ તો જડ પૂજનને નિરર્થક માનતા નથી એટલે ગ્રહોપગ્રહોની પૂજાની વિધિઓ પણ સનાતનીઓના ઇતિહાસમાં અને રૂઢિમાં પણ પ્રસિદ્ધ છે. પૂજનમાં અને ભક્તિમાં સ્વાર્થત્યાગ એ પ્રધાન લક્ષણ હોવાથી ખર્ચનો ડર રાખનારાઓએ તો કૃપણ થઈ પરમેશ્વરને જ ભૂલી જવો જોઈએ, કારણ કે જો પરમેશ્વરને આપણે અખિલ સૃષ્ટિના સૃષ્ટા તરીકે માન આપીએ તો તેના નામ ઉપર આપણે આખી દુનિયા પણ ત્યજી દેવાને કૃપણ ન થવું જોઈએ, છતાં અર્થશાસ્ત્રની નજરથી જોતાં, પરમેશ્વરને તિવ્ર રીતે મેળવવાની અને તેની નૈતિક તથા સામાજીક હિતભરેલી આજ્ઞાઓ પાળવાની આપણે દરકાર ન રાખીએ, અને તેના નામની ખોટી ખોટી મીલ્કતોના ઢગલા એકઠા કરી બહોળા જનહિતમાં તે મીલ્કતનો બીલકુલ ભોગ ન આપીએ તો તેવી મીલ્કતોના તથા ફંડોના ટ્રસ્ટીઓએ, માલીકોએ અને

વહીવટ કરનારાઓએ સાર્વજનિક મીલ્કતનો દુરોપયોગ કર્યો છે એમ હું માનું છું, અને સનાતન ધર્મનો હરકોઈ પ્રમાણિક આચાર્ય એમ જ માનતો હોવો જોઈએ.

૧૭ નિરાકાર પરમેશ્વરની પુષ્પ, ચંદનાદિ ક્ષણિક દ્રવ્યોથી તેની સ્વીકૃત સાકાર મૂર્તિમાં પૂજા કરવી એ જો પરમાત્માની મહત્તાને ઘટાડવા જેવું હોય તો "હે ઈશ્વર, તું અમારો પિતા છે!" વિગેરે શબ્દોથી તેની પ્રાર્થના કરવી એ પણ પરમેશ્વરની મહત્તાને ઘટાડવા જેવું છે. કારણ કે પૂજાની સામગ્રી જેમ ક્ષણિક છે અને પૂજનનો વિધિ એ જેમ નિર્માલ્ય પરિમિત કૃતિ છે તેમ વાણીથી અને હૃદયથી અમુક શબ્દોમાં થતી પ્રાર્થના પણ ક્ષણિક અને નજીવી કૃતિ છે. પરમેશ્વરને સારૂ આપણે જે જે કરીએ તે ઓછું છે. પરમાત્માને યથાર્થ જાણી, તેની રચેલી સૃષ્ટિના નિયમોને જાણી, તેની સદિચ્છાને અનુસરીને તેનેજ નામે આપણે જેટલું અર્પીએ એટલું ઓછું છે. પુષ્પ ચંદનાદિથી ઈશ્વરને આપણે પ્રાર્થીએ છીએ કે "**હમારી જ્ઞાનેન્દ્રિઓથી ગ્રહણ થઈ શકે છે તે સઘળું આ સૃષ્ટિમાં તેં રચ્યું છે તે સર્વ ત્હારૂં છે;—મ્હારૂં નથી—તે સઘળું ત્હારી ઇચ્છા પ્રમાણે ત્યજવાને યા વાપરવાને હું નિઃસ્વાર્થપણે તત્પર છું અને ત્હારૂં રચેલું અને ત્હારી માલેકીનું છે તે સર્વસ્વ ત્હને સમર્પવામાં હું કાંઈ બાધક કરતો નથી!**"

# વહેલો તે પહેલો.

## ઉપયોગી પુસ્તકો.

| | | કિંમ |
|---|---|---|
| ૧ | મુગી ભાર્યા અને મોજી મિત્ર ... ... | રૂ. ૨— |
| ૨ | મોહીનીચંદ્ર ( રસીક વાર્તા ) ... ... | રૂ. ૧— |
| ૩ | રજપુત વીરરસકથા ... ... ... | રૂ. ૦— |
| ૪ | ચંદ્રસેન અને વેણી પદ્મણી ... ... | રૂ. ૦—૮—૦ |
| ૫ | રસીક-લલિતા ... ... ... | રૂ. ૦-૧૨—૦ |
| ૬ | યુરોપની ભયંકર લડાઈ ... ... | રૂ. ૦—૧૨—૦ |
| ૭ | સુંદરી સદ્બોધમાળા... ... ... | રૂ. ૧—૦—૦ |
| ૮ | બ્રહત પરાશરીનું ગુજરાતી ભાષાન્તર પાના ૮૦૦ની ઉપર અગાઉથી ગ્રાહક થનાર પાસેથી... ... | રૂ. ૪—૦—૦ |
| ૯ | શ્રીમદ્ભાગવત દશમસ્કંધ પુરો ગુજરાતી ટીકા સાથે... ... ... | રૂ. ૪—૦—૦ |

શ્રી " **સરસ્વતી** " પ્રીન્ટીંગ પ્રેસ,
નં. ૩૩૨-૩૩૪, નાગદેવી સ્ટ્રીટ, **મુંબઈ.**